લાહોરનો શહીદ

# ભગતસીંગ



મૂલ્ય ૦—૧—૦

# તમારૂં છાપ કામ.



આકર્ષક, સુંદર ટાઇપો
અપ—ટુ—ડેટ ગોઠવણી
આંખને ઉડીને વળગે
તેવું કરાવવું હોય તો,

"આપ એકજ વખત અમારી મુલાકાત લ્યો.

સુંદર છાપ કામ. સસ્તા
ભાવ અને નીયમીતના
એ અમારો મુદ્રા લેખ છે.

## ધી કોમર્શીયલ પ્રિન્ટરી.

નોવેલ્ટી સીનેમા પાસે.

ઘીકાંટા : : અમદાવાદ.

લાહોરનો શહિદ

# ભગતસીંગ.

( આછો જીવન પરિચય )



 

લેખક

પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ



 

કિંમત ૦—૧—૦

ઇ. સ. ૧૯૩૧ ] [ સંવત ૧૯૮૭

# શહિદ ભગતસીંગ



( ૧ )

દોઢસો દોઢસો વર્ષથી માતા ભારતી ગુલામીની કારમી જંજીરોમાં જકડાઇ રહી છે, જગત ભરની માનવ પ્રજા જ્યારે ઉન્નત મસ્તકે જીવે છે, ત્યારે હિંદની પ્રજાના લલાટે ગુલામીનું કલંક છે. એ કલંક ભૂસવાના પીસ્તાળીસ, પીસ્તાળીસ વર્ષથી હિંદની મહાસભા અવિરત પ્રયાસો આદરી રહી છે એક વખત ભાષણો આપવાનો હતો; એક વખત

માત્ર યાચનાઓ કરવાનો જમાનો હતો; એ વખતે મહાસભા સમગ્ર જનતાનું પ્રતિનિધીત્વ ધરાવતી ન હતી, એ વખતે ખેડુતો અને કામદારો, સ્ત્રીઓ અને બાળકોને મન મહાસભાની કિંમત પણ નહોતી, માત્ર થોડાએક વકીલો અને કોટપાટલુનમાં સજ્જ થયેલી અમુકજ વ્યક્તિઓની એ મહાસભા હતી. ખરી રીતે તો એ મહાસભા ન હતી. પરંતુ દિન પ્રતિદિન જગત તો આગળ ધપતું હતું; બીજા દેશોમાં જ્યારે આનંદ હતો, વૈભવ હતો અને જીવનનું સુખ હતું ત્યારે હિંદમાં દરિદ્રતા હતી, અપમાનિત જીવન જીવવું પડતું, અને જગતભરને જીવાડવાનો ભાર સહન કરી રહ્યો છે એવો ખેડુત અન્ન અને વસ્ત્ર વિના ટળવળતો હતો; પોતે તૈયાર કરેલા અનાજના અને કપાસના ઢગલા સામે એ જોતો અને નિશ્વાસ નાંખતો; દિન પ્રતિદિન એ ચૂસાતો જતો હતો, એની પરવાય કોઇને ન હતી; એના બળદો અને બાળકો ગરવાના વાંકે જીવતા હતા.

આ વિકટ પરિસ્થિતીમાં ભારતના જુવાન વર્ગને ગુલામી ડંખવા લાગી, અને તરતજ મહાસભામાં નવો પ્રાણ ફુંકવાના પ્રયત્નો થયા; એ પ્રયત્નોના પરિણામે આજે મહાસભા એ દેશની સાર્વભોમ અને પ્રાણવાન સંસ્થા બની છે, દેશના ખૂણેખુણે મહાસભાનું રાજ્ય પ્રવર્તી રહ્યું છે, ખુદ વાઇસરોયે અને મજુર સરકારે મહાસભાના પ્રતિનિધી

તરીકે મહાત્માજી સાથે દિલ્હીમાં સંધી કરી મહાસભાની પ્રતિષ્ઠા સ્વીકારી લીધી છે. આમ છતાં પણ મૈયા ભારતીની મુક્તિનો કીનારો નજીક ન હતો. ઠેઠ ૧૯૨૯ સુધી તો મહાસભા નોકરશાહી પાસે માંગણીઓ રજુ કરતી, ઠરાવો પર ગરમાગરમ ચર્ચા થતી અને ચાર દિવસ પછી તે વિખરાઇ જતી; નોકરશાહી એ બધા સામે અટ્ટહાસ્ય કરતી, મહાસભાની માંગણીઓને ઠોકરે મારતી હતી, અને પોતાની શોષણક્રિયાને અવિરતપણે ચાલુજ રાખતી.

આમ મહાસભા સત્ય અને અહિંસાના માર્ગે પોતાનું ધ્યેય પાર પાડવા મથતી હતી, ત્યારે દેશના એક ભાગમાં કેટલાક અધીરા યુવકો તરફથી પણ બોમ્બ અને રિવોલ્વરોથી નોકરશાહીનો નાશ કરવાના પ્રયાસો પણ થઇ રહ્યા હતા. આ પ્રયાસો આજકાલના ન હતા; બંગાળના ભાગલા પાડયા ત્યારથી પંજાબ અને બંગાળમાં આ પ્રવૃતિ મોટા પાયા પર ચાલતી હતી અને એવા અનેક પ્રયત્નો થયેલા. પણ આખરે એ બધા પ્રયાસો નિષ્ફળ નિવડયા હતા.

## બળવાની ઉત્પતીઃ—

બંગાળમાં કલકત્તા અને પંજાબમાં લાહોર એ બળવા ખોરોના મુખ્ય મથકો કહેવાય છે; એની ભૂમિ પર

અનેક યોજનાઓ રચાઈ છે. શ્રી બારિન્દ્ર કુમાર અને શ્રી. રાસબીહારી ઘોષ આ બળવા મંડળના પ્રથમના અગ્રણીઓ હતા. પંજાબના છુટા છવાયા અનેક ક્રાન્તી-દળોની વ્યવસ્થા કરવાનો, તેમજ બંગાળ, પંજાબ અને વિપ્લવ ટોળીઓને એકત્ર કરવાના પ્રયાસો આ સમયે આદરવામાં આવ્યા હતા. પણ એવામાં એ કાવત્રુ ફુટી ગયું; અને નોકરશાહીને જાણ થઈ કે હિન્દમાં આવો પણ એક પક્ષ અસ્તિત્વ ધરાવે છે. એ ઉદ્દામ ક્રાન્તિવાદી શ્રી રાસ બિહારી ઘોષ આજે તો જાપાનમાં વસે છે, તેમના પછી વિપ્લવવાદીઓની આગેવાની શ્રી સચીન્દ્ર સન્યાલ અને રામપ્રસાદ 'બીસ્મીલ'ના હાથમાં હતી; એવામાં ૧૯૨૪માં કાકોરી કાવત્રા કેસના અંગે રામપ્રસાદ બીસ્મીલને ફાંસીએ ચઢાવવામાં આવ્યા અને ત્યારપછી આ ટોળીની આગેવાની પં. ચંદ્રશેખર આઝાદના હાથમાં આવી; પં. ચંદ્રશેખર આઝાદ થોડાજ રોજ પર અલ્હાબાદમાં પોલીસ અમલદાર પર ગોળી છોડતાં અલ્હાબાદના જાહેર બાગમાં મરણ પામ્યો છે. તેઓ ભગતસિંહના મહાન વિશ્વાસુ સાથીદાર હતા. આવા મહાન ક્રાન્તિકારીપક્ષનો મહારથી સરદાર ભગત-સીંગ, અને તેના મિત્રો સુખદેવ, અને શ્રીરામ રાજગુરૂ આજે પોતાના ગુરૂઓના પંથે ગયા છે! માતાની મૂક્તિકાજે માતા પિતાની મીઠી ગોદ ત્યજી, વહાલાં સ્નેહીજનો અને

સ્વજનોની મમતાને ઠોકરે ચડાવી, હિંદની સ્વતંત્રતાની ઝંખના કરતાં કરતાં આજે તે શહિદ બન્યા છે.

શહિદ ભગતસીંગના જીવનની આ આછી અને અધુરી કથા છે. ટુંકો જીવન પરિચય છેઃ

## ભગતસીંગનો જન્મ.

પંજાબની સમરભૂમિના શૌર્યની અનેક ગાથાઓ આજે ગવાઇ રહી છે; એ ભૂમિએ માતાની મૂક્તિ કાજે અપૂર્વ ભોગ આપ્યા છે, અનેકના બલિદાન આપ્યા છે, અને કુમળા દુધમલ જુવાનીયાઓ માત્ર માતૃપ્રેમને ખાતર હસ્તા વદને ફાંસીના માંચડે ચડી ગયા છે! એવી એ વીરની ભુમિમાં ભગતસીંગનો જન્મ થયો હતો.

અડગ ટેકીલી શીખ કોમના બિરદ સમા સરદાર કિશનસીંગનો એ લાડકો પુત્ર હતો અવિચળ સિદ્ધાંતવાદી, અને સિદ્ધાંતના પાલન માટે પ્રાણ પણ ન્યોછાવર કરવાની તમન્ના એ શીખ કોમના આદર્શ ગુણો છે, એ ગુણોનો વારસો સરદાર ભગતસીંગને પારણામાંથી સાંપડ્યો હતો. ભગતસીંગ એટલે તોફાની; બાલ્યકાળમાંના તેના તોફાન પુખ્ત વયે કિશનસીંગ સંભળાવતા ત્યારે તે મગરૂર થતો. જીવનમાં

એણે કોઈને પોતાનાથી મોટો માન્યો નથી; સહુને તે સરખાજ ગણતો અને એથી જેને સામાન્ય વિવેક કહેવાય એ વિવેકની તેને પરવા પણ નહતી; સહુને વડીલો અને મુરબ્બીઓને તે તુંકારા કરતો, આ અયોગ્ય વર્તણુંક બદલ જ્યારે પિતા ધમકાવતા ત્યારે તે કુટુંબ સાથે રૂસણાં લેતો અને રાવીના પૂણ્યતટે અગર તો અનારકળીના બજારોમાં ભટકવા ચાલ્યો જતો.

સરદાર કિશનસીંગના હૈયે માતૃપ્રેમ વસ્યો હતો, બળવાખોર પક્ષના અગ્રગણ્ય આગેવાન અજીતસીંગના તે ભાઈ થાય છે. ભાઇની સાથે તેમણે પણ જંગમાં ઝુકાવેલું. આમ જંગમાં ઝઝુમતા ઝઝુમતા ૧૯૦૭માં અજીતસીંગ અને કિશનસીંગ બીજા સાથીદારો સાથે જેલમાં જકડાયા; પરિણામે સરદાર અજીતસીંગ અને પંજાબ કેસરી લાલજીને દેશવટો દેવામાં આવ્યો! સરદાર કિશનસીંગનો એક ભાઇ જેલમાં અવસાન પામ્યો; આવા ઝંઝાપાતમાં સરદાર ભગતસીંગનો જન્મ થયો હતો.

ભગતસીંગના પિતા સરદાર કિશનસીંગ કહે છે કે—"મેં અને મારા મિત્ર મી. મહેતાએ એ સમયે પ્રભુ પ્રાર્થના કરી હતી કે એ બાળક દેશનો સાચો સેવક બને" અને એ પ્રાર્થના–પિતાના સાચા હૃદયની માંગણીને પરમાત્માએ સંતોષી અને સરદાર ભગતસીંગ એક રીતે "સાચો સેવક" તો બન્યો.

## બાલ્યાવસ્થા.

સરદાર ભગતસીંગનું બાલ્યાવસ્થાનું નામ 'ભાઇજી' રાખવામાં આવ્યું હતું. ભાઇજી તરફ સહુનો પ્રેમ હતો. તેની ચપલતા, અને હુંશીયારી સહુને ગમતાં. અને એણે ભણતર તરફ જરાય ધ્યાન આપ્યું ન હતું, તેના જીવનનો મુખ્ય ક્રમ એ વખત તોફાન હતો. રસ્તે જતાં ગમે તેની સાથે લડવું. અને લડતાં લડતાં ગમે તેટલા કષ્ટ આવે તે ભોગવી લેવા તૈયાર થવું એ એની આદત હતી. આમ બાલ્યકાળના તોફાનો ઉમર લાયક થતાં વિસરાયાં; એ તોફાનો ક્ષણીક હતા, ગમ્મતના હતા, પણ હવે તો એણે જીવન અને મૃત્યુ સાથે તોફાનો માંડયાં, જીવ સટોસટની રમત ખેલવા માંડી હતી.

ગુલામી ભોગવતી ભારત માતાની વેદના તેને ગળથુથીમાં સંભળાવવામાં આવી હતી, ભાઇજીના કાકા સરદાર અજીતસિંહ પ્રચંડ વિપ્લવવાદી હતા. પંજાબના નર કેસરી લાલાજી અને બીજા નેતાઓ સાથે તેમને દેશપાર પણ કરવામાં આવેલાં. એ અજીતસીંહની મીઠી ગોદમાંથી માતાની મૂકિતનો મંત્ર એ શીખ્યો હતો. એ મંત્ર પાછળ પ્રસંગ આવે પ્રાણ પણ અર્પણ કરવાને તૈયાર રહેવાનું છે એની એને ખબર હતી; અને એના માટે તે પૂરતી તૈયારી કરી રહ્યો હતો

પરંતુ તેને મન દેશના આગેવાનોની મહાસભાના વ્યાસપીઠ ઉપરથી ભાષણો કરીને કે બીજીરીતે પ્રજામત કેળવીને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયાસો નિર્માલ્ય જણાતા હતા; તે તો એમજ માનતો કે સ્થાપિત સરકાર સામે બળવો જગાવીને અગરતો ખુનામરકી અને અરાજકતાની ધાક બેસાડીને અને તેને ખાતર હજારો નવજુવાનોના લોહી રેડીનેજ માતાની મૂકિત સાધી શકાશે અને બાલ્યકાળથીજ તેના જીવનમાં આવા સંસ્કારના બીજ રોપાયાં હતા. અને જેમજેમ સમય જતો ગયો તેમતેમ એ અંકુરો વધારે ને વધારે સતેજ રૂપમાં વિકાસ પામતાં ગયાં. બાલ્યવયમાં વાવેલા આ બીજમાંથી આખરે વૃક્ષ થયું અને આદર્શની વેદી પર કુરબાની કરવાના તિવ્ર મનોરથો તે સેવવા લાગ્યો. સરદાર ભગતસીંગ બળવાખોર પક્ષમાં જોડાયો છે તેની જાણ થતાં સરદાર કિશનસીંગને પારાવાર શોક થયો; સરદાર કિશનસીંગનામાં દેશ ભકિતના પૂર વ્હેતા હતા. પરંતુ એમનામાં ક્રાન્તિની–હિંસક માર્ગની ધગશ નહતી; તેને તે ખરો રસ્તો ગણતાં નહતા, એમને મહાસભાએ અને મહાત્માજીએ દેશને ચિંધેલા માર્ગે–શુદ્ધ અહિંસાના માર્ગે અને મૂંગે મ્હોડે એ જુલ્મો સહન કરવાના માર્ગે માતાની મુકિત જણાતી હતી. પોતાના પુત્રને પણ એ કપરો માર્ગ છોડી દેવા–જીવન સાથે મોતના સોદા ન ખેલવા ખુબ સમજાવ્યું. પણ હઠીલા ભગતસીંગને મન એ બધો બક-

વાદ હતો; પ્રેમાળ માતા અને વ્હાલી બેનના નીર તેના હૃદયને ન ભીંજાવી શકયા; એણે તો એકજ નિશ્ચય કર્યો હતો અને તે 'માતૃભૂમિની મૂકિત'; એ મૂકિતકાજે આપવા પડેલા તેટલા ભોગ આપવા તે તયાર હતો.

સ્નેહીજનોના આટલા સખ્ત વિરોધ છતાં, જનનીના અને બ્હેનના આક્રંદ છતાં પણ ભગતસીંગ તો અચાનક લાહોરની બહાર જતો, અગરતો પોતાના અભ્યાસ ખંડમાં કલાકોના કલાકો સુધી પોતાનાં મિત્રો સાથે ગુપ્ત મસલતો ચલાવ્યા કરતો.

તેના પિતા આ વખતે પણ રાજદ્વારી જીવનમાં હતા; અને તેને અંગે તેમને અનેકવાર કારાવાસ ભોગવવો પડેલો આમ છતાં પણ તેમણે પુત્રની કેળવણી માટે ખુબ ધ્યાન આપેલું; પરન્તુ એવામાં અસહકારનો પવન ચોમેરથી ફુંકાવા લાગ્યો. આ યુગના જોસભેર વ્હેતા નીરમાં ભગતસીંગ તણાયો અને સરકારી શાળાનો ત્યાગ કર્યો. ત્યારથી તેણે બળવાખોર હીલચાલમાં પોતાનો સમય વ્યતીત કરવા માંડયો; આમ એક બાજુ પોતે જીવન મરણના સોદા ખેલતો હતો ત્યારે બીજી બાજુ તેના પિતા તેને સંસારી બનાવવા મથતા હતા. પિતાના આ વિચારો સામે ભગતસીંગ સામો થતો હતો અને જ્યારે ઘરમાં આ વિષયની ચર્ચા શરૂ થાય ત્યારે તે ઘરમાંથી પ્રયાણ કરી જતો.

## દીક્ષા લીધી.

લાહોરની એ ભવ્ય દયાનંદ એંગ્લો વેદિક કોલેજનો વિદ્યાર્થી ભગતસીંગ ધીમે ધીમે બળવાખોર પક્ષમાં જોડાતો ગયો; એ પક્ષની કાર્યવાહીનો તેણે અભ્યાસ કરવા માંડયો. આ વખતે આખા ભારત વર્ષમાં અસહકારનો પ્રચંડ જુવાળ ફરી વળ્યો હતો, ૧૯૨૧ ની એ યાદગાર સાલ કોના સ્મરણાં તાજા નહિ કરાવતી હોય? મહાત્માજીના અસહકારની કસોટીની પળ હતી. દેશમાં એક બાજુ અસહકારના પ્રચંડ મોજા ફરી વળ્યા હતા. જ્યારે બીજી બાજુ પંજાબ અને બંગાળના ઉદ્દામ મતવાદી નૌજુવાનો ભારત વર્ષના મોટામોટા શહેરોમાં બળવાના થાણા જમાવતા હતા, દરેક શહેરના જુસ્સાદાર જુવાનોને પોતાની યોજના સમજાવતા અને પોતાના દળની તેને દિક્ષા આપતા. આમ આખા દેશભરમાં પોતાના થાણા વ્યવસ્થીત કરતાં કરતાં પંડિત રામપ્રસાદ બિસ્મીલનની નજરે ભગતસીંગ ચડી ગયો. એનો ભરાવદાર સીનો, એના પ્રચંડબાહુ અને જવાનીના જોમે પં. રામપ્રસાદ બીસ્મીલ અને એશફાક ઉલ્લાખાન તેને પોતાના દળમાં લેવા આતુર બન્યા!

ભગતસીંગના હ્રદયમાં પંડિત રામપ્રસાદની નિગાહ પડી તે પહેલાં બળવાના બીજ રોપાયા હતા. આ બીજને વારિ સીંચન થતાં તેનું ધાર્યું પરિણામ આવ્યું અને સરદાર

ભગતસિંગને ક્રાન્તિ દળની દિક્ષા અપાઈ ગઇ, માતાની મુક્તિ કાજે દળના પ્રત્યેક હુકમોને પાળવાના તેણે શપથ લીધા અને ભગતસીંગ એ દળમાં જોડાયા પછી તો એટલો વિશ્વાસુ નિવડયો કે સહુનો તેણે પ્રેમ જીતી લીધો હતો. અને તે પં. રામપ્રસાદજીનો સાથીદાર બન્યો હતો; પરંતુ પં. રામપ્રસાદજીને ભગતસીંગ જેવો પાણીદાર શિષ્ય મળતાં અપાર આનંદ થયો અને તેને યોગ્ય તાલીમ આપવા માંડી. બોમ્બ અને બંદુકના સર્વ રસ્તાઓ તેને બતાવી દેવામાં આવ્યા અને ભગતસીંગના અપાર ઉત્સાહના પરિણામે તેણે ક્રાન્તિ દળોની આંતરવ્યવસ્થા, એના પ્રચારના સાધનો, એના ગુપ્તદળો જાણી લીધા. ત્યારપછી તેણે ક્રાન્તિદળોના મુખ્ય નાયકોના સમાગમમાં આવવાનો નિશ્ચય કરી લીધો. પણ એ માટે તો ખુબ સાવચેતીની આવશ્યકતા હતી, બબ્બેવાર બળવાઓ નિષ્ફળ ગયા પછી પોલીસની સખ્ત નજર હતી, એ નજરને ચૂકાવી થાણે થાણે ફરી વળવું એ મુશ્કેલ કામ હતું. છતાં ભારે ચાતુર્યથી તેણે સચીન્દ્ર સન્યાલ, ભાઇ પરમાનંદ, પં. ચંદ્રશેખર આઝાદ, ભાઇ રોહાનસીંગ અને બીજા વિખ્યાત ક્રાન્તિકારોની મુલાકાત લીધી; અને તેમની પાસેથી પ્રેરણા મેળવી.

આમ ક્રાન્તિદળોના નેતાઓ સાથે જેમ જેમ નિકટના પરિચયમાં આવતા ગયા તેમ તેમ ભગતસીંગ વધુ ઉત્સાહી અને બળવાના માર્ગમાં મક્કમ થતો ગયો, ત્યારપછી તો

તેણે પોતાનું ઘર પણ છોડી દીધું, ગમે ત્યારે ઘેર જવું અને ગમે ત્યારે બહાર ભટકવું એ તો એની હંમેશની આદત થઇ પડી એક વખત તો પોતે લાહોરમાંથી એકાએક ગૂમ થઈ ગયા! આ પહેલોજ પ્રસંગ હતો કે જે વખતે તેણે માતા પિતાની રજા સિવાય વિદાય લીધી હતી, આથી કિશનસીંગને સખ્ત આઘાત થયો. પણ તેવામાંજ સરદાર ભગતસીંગનો પત્ર કાનપુરથી આવ્યો અને કિશનસીંગ શાન્ત થયા; ત્યારપછી પણ કિશનસીંગને એવા વિચારો આવેલા કે કોઇપણ રીતે ભાઇજીને કાબુમાં રાખવા, પણ એ મુશ્કેલ વાત હતી; આમ એક બાજુ પિતાના સખ્ત વિરોધ છતાં તેણે તો વિપ્લવ સમિતીઓમાં અગ્રભાગ ભજવવા માંડયો, તેણે દીલ્હીમાં બંગાળ અને પંજાબના ક્રાન્તિકારી આગેવાનોને એકત્ર કરી અરસપરસ સહકાર કરાવવામાં અગ્રભાગ ભજવવા માંડયો અને એનાજ પ્રયાસે "હિંદ સમાજવાદી પ્રજાસત્તાક સંઘ"ની સ્થાપના થઈ. એ સંઘના માત્ર મુઠીભર સભ્યોજ હતા પરન્તુ એ મુઠીભર સભ્યોએ તો પોતાના ધ્યેયથી આખા હિંદભરમાં ભારે સનસનાટી ફેલાવી મુકી હતી.

એ માત્ર એંસી સભ્યોના સંઘને વ્યવસ્થીત કરવા માટે ભારે જેહમત ઉઠાવવામાં આવી, એ સભ્યોને બે ભાગમાં વ્હેંચી દેવામાં આવ્યા એક ભાગ સક્રિય કામ કરનાર અને બીજો ભાગ પોતાના પક્ષનું પ્રચારકાર્ય કરનાર

હતો. આ બંન્ને ગ્રુપોની વ્યવસ્થા કરવા માટે મધ્યસ્થ સમિતિ નીમવામાં આવી હતી સમિતિનું કામ, જે કામ કરવાનું હોય તેને લાયક સભ્યની પસંદગી કરવાનું હતું. સરદાર ભગતસીંગ મીલીટરી ગ્રુપનો સભ્ય હતો, અને અલ્હાબાદમાં મૃત્યુ પામેલો શહિદ ચંદ્રશેખર એ ગ્રુપનો વડો હતો. ભગતસીંગને સહુ 'રણજીત' ના નામે ઓળખતા હતા.

"રણજીત" ખુશમીજાજમાં પણ માતૃભૂમિની મૂક્તિના ગાન ગાતો હતો, કલાકોના કલાકો સુધી પોતાના મિત્રો સાથે મૂક્તિના કિનારે પોતાનું જહાજ લંગારવાના સંબંધમાં ચર્ચાઓ ચલાવતો, એણે જીવનમાં કોઇને નમતું આપ્યું નથી અનેક વખત ભૂલો કરી હશે પણ એ ભૂલો શોધનારને તે નમ્યો નથી. ભૂલોના પરિણામ ભોગવવા એ સદા તયાર હતો. મોતની સાથે મોહબ્બત કરવાનું તેને ખુબ ગમતું હતું.

આમ પૂરેપૂરો વિપ્લવવાદી બન્યા પછી પરદેશોના વિપ્લવ ઇતિહાસ તરફ તેણે મીટ માંડી અને તેણે જગતભરમાં થયેલા અનેક વિપ્લવોના ઇતિહાસનો અભ્યાસ કરવા માંડયો. શેલીની કવિતાઓ તરફ તેને ખાસ પક્ષપાત હતો અને તેના સાહિત્ય શોખે તો તેનામાં નવું જોમ ભર્યું હતું. આ જોમે વડી ધારાસભામાં ફેંકાયલા 'લાલ હેન્ડબીલ' નું લખાણ લખાયલું કહેવાય છે.

( ૩ )

## જેલની મહેમાની:

આવા ઉદ્દામમતવાદીને લલાટે જેલ ન હોય એતો બને જ કેમ? પોતાના પ્રચારકાર્યને અંગે પૈસાની પડતી મુશ્કેલીઓ પૂરી કરવા માટે બળવાખોર પક્ષ સરકારની તીજોરીઓ લુંટતો, ચાલુ ટ્રેનને કાવત્રા કરીને ઉથલાવી મૂકવામાં આવતી. અને તે દ્વારા મેળવેલા નાણા પોતાના પક્ષની મજબુતી માટે વાપરવામાં આવતા હતા. આવો એક પ્રયાસ ૧૯૨૪ માં થયેલો. કાનપુરથી સરકારી તિજોરી અલ્હાબાદ જવાની છે એ ખબર આ પક્ષને પડતા તેમણે એ તિજોરી લુંટવાનો નિશ્ચય કર્યો. એ વખતે બળવાખોર પક્ષના આગેવાન તરીકે પં. રામપ્રસાદ, અશફાકઉલ્લા, રોહનસીંહ અને રાજેન્દ્ર લાહીરી હતા.

એક રાત્રે ટ્રેન કાનપુરથી અલ્હાબાદ તરફ પસાર થતી હતી. તે વખતે કાકોરી સ્ટેશન આગળ ટ્રેનને લુંટીને સરકારી તીજોરી તોડવાનો પ્રયત્ન થયો. પણ એ પ્રયત્ન નિષ્ફળ

ગયો અને તેના પરિણામે તમામ આગેવાન ળવાવાદીઓને ગીરફતાર કરવામાં આવ્યા. આ ગીરફતારીમાં બગવાખોર પક્ષમાં તાજેતરમાંજ જોડાયેલા સરદાર ભગતસીંગને પં. રામપ્રસાદના નીકટના સંબંધી તરીકે ગીરફતાર કરવામાં આવ્યો. પરંતુ પોતાની ચાલાકીના પરિણામે તેની સામે કંઈ પણ સબળ પૂરાવો મળી શકયો નહિ, અને તેને છોડી મૂકવામાં આવ્યો. આથી તેમના મિત્રોમાં ભારે આનંદ છવાઈ રહયો. પોતે આ પક્ષમાં જોડાયો છે એ છુપાવવા માટે કાકોરી કાવત્રા કેસ પૂરો થયા પછી તરતજ લાહોરની રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં અભ્યાસ શરૂ કર્યો. પણ પોતાના સાથીદારો જેલમાં સબડતા હતા તેથી તેને ખૂબ લાગી આવતું હતું, ખુબ ચાલાકીથી, હોંશીયારીથી તેમને છોડાવવાના પ્રયાસો કરવામાં ભગતસીંગ મશ્ગુલ થયો હતો. એવામાં લાહોરની નજીક ફુટેલા એક બોમ્બના સંબંધમાં ભગતસીંગને ગીરફતાર કરવામાં આવ્યો. પોતે ખુબ ચાલાકી વાપર્યા છતાં પણ સપડાઇ ગયો: પરન્તુ તેની સામે આ કેસમાં પણ કાંઇ પૂરાવા ન મળવાથી ત્રણ અઠવાડીયા સુધી જેલમાં સબડયા પછી છોડી મુકવામાં આવેલો. ત્યારપછી દશેરા બોમ્બ કેસમાં પણ તેને પકડવામાં આવેલો પણ સરકારને પુરાવાના અભાવે છોડી મૂકવો પડેલો.

આમ ત્રણ ત્રણવાર જેલમાંથી છુટયા પછી તે ખુબ

સાવચેતી રાખતો હતો, તેના કરતાં વધારે તેની સાવચેતી પોલીસ પણ રાખતી હતી. પરન્તુ ત્યારપછી વડી ધારાસભામાં બોમ્બ નાંખ્યો ત્યાં સુધી, પોતે પકડાયો ન હતો આ સમય દરમ્યાન પોતાના પક્ષને મજબુત કરવા માટે તેણે ભગીરથ પ્રયાસો કર્યા હતા.

આમ છતાં પણ માતાની મૂક્તિ કાજે મહાત્માજીએ આદરેલા સંગ્રામનો તે બારીકાઈથી અભ્યાસ કરતો હતો. અવારનવાર પંજાબ કેસરી લાલાજીને મળતો હતો. પોતાના કાકા અજીતસિંગ સાથે એક વખત પંજાબ કેસરી લાલાજીને મળવા ગયેલો. લાલાજીએ તેના ચાતુર્યના ભારે વખાણ કર્યા. તેના શીરે હસ્ત મૂકીને લાલાજીએ કહ્યું કે, "માતાની કુખ દિપાવજે! તારૂં નામ તો ભગતસીંહને!" લાલાજીએ ઘડીભરમાં તેના આખા દેહને નીરખી લીધો. ભારત મૈયાની હૈયે રહેલી દાઝ તે નરવીરે જોઇ લીધી. અને પુનઃ કહયું. "તું તો ભકત એ ખરો, પણ સિંહ એ ખરોને?"

લાલાજીના આ વચનો તેના હૈયામાં કોતરાઇ ગયા. પંજાબના એ વયોવૃદ્ધે પોતાના સંબંધમાં કરેલી આગાહી સત્ય પાડવા પોતાના આદર્શમાં તે સફળ થયો.

## લાલાજીનું અવસાન

હિંદના સખ્ત વિરોધને ઠોકરે મારીને હિંદને માથે

નોકરશાહીએ સાયમન કમીશન મોકી બેસાડ્યું હતું. એ અણમાનીતા કમીશનના આગમને મુંબાઇમાં કાળા વાવટાનું સરઘસ નીકળ્યું. આખા દેશમાં પ્રચંડ હડતાળ પડી અને હિંદના એ વિરોધનો ધ્વનિ આખા જગતભરમાં પ્રસરી ગયો. હડધૂત થયેલું એ કમીશન જ્યાં જ્યાં ગયું ત્યાં ત્યાં ભારે વિરોધી દેખાવો થયા, 'સાયમન પાછો જા' ના પોકારે આકાશ ગાજી ઉઠ્યું. છતાં પણ તેણે હિંદની યાત્રા પુરી કરવા માંડી. અણમાનીતા એ યાત્રીઓ લાહોરમાં આવે તે વખતે કાળા વાવટાથી તેમનું સ્વાગત કરવાનો લાહોરની જનતાએ નિશ્ચય કર્યો હતો, અને જે દિવસે એ ગોઝારૂ સરકસ લાહોરમાં આવ્યું તે પ્રભાતે લાલાજીની આગેવાની નીચે એક પ્રચંડ સરઘસ વિરોધી દેખાવો કરતું અને 'સાયમન પાછો જા' ના પોકારોથી વાતાવરણ ગજાવી મૂકતું સ્ટેશન નજીક આવી પહોંચ્યું. પરન્તુ સરઘસને અટકાવવા માટે સતાવાળાઓએ પહેલેથી જ તારની વાડ બાંધી રાખી હતી: એ વાડ આગળ આવતાંજ નોકરશાહીના એ અમલદારોએ લાઠીનો માર વરસાવ્યો. પંજાબના એ ભડવીર યોદ્ધા લાલાજી પર એક ગોરા અમલદારે લાઠીઓનો એ સિતમ મારો ચલાવ્યો. હિંદમાં એ વખતે લાઠીનો મારો નવો હતો. આખા હિંદમાં એ લાઠીમાર સામે ભારે રોષ ફેલાયો પરન્તુ નોકરશાહીએ એ સંબંધમાં બેપરવાઇ બતાવી. અને

ત્યારપછી થોડાજ દિવસોમાં એ બેસૂમાર લાઠીમારના પરિણામે લાલાજીનું કારમું અવસાન થયું. એમના અવસાને આખો દેશ શોકાગારમાં ડૂબી ગયો. પંજાબની ભૂમિ નેતા વિહોણી થઈ.

એમની એ ભવ્ય સ્મશાન યાત્રાનો અવર્ણીય પ્રસંગ યાદ આવતાં આજે બનતો હોય એમ લાગે છે. એ નર કેસરીને છેલ્લી વિદાય દેવા માટે આખું લાહોર ઉલટ્યું હતું. બારીએ અને અટારીએ, છાપરા પર અને ઝાડ પર માનવોની ઠઠ જામી હતી. અને લાલાજીના શબ પર આખા રસ્તે ઠેર ઠેર પુષ્પવૃષ્ટિ થતી હતી. એ શબની પાછળ સ્ત્રીઓનું પ્રચંડ ટોળું આક્રંદ કરતું હતું. પોતાના સ્વજનોના અવસાન પાછળ વિલાપ કરતી સ્ત્રીઓના એ દૃશ્યે પાષાણ હ્રદયના દીલ ડોલવા લાગ્યા. "હાય હાયરે પંજાબકા શેર મર ગયા" ના એ આક્રંદે સમગ્ર જનતા રડી ઉઠતી હતી.

આ દૃશ્ય દુરથી લાલાજીને અંતિમ માન આપવા આવેલા ભગતસીંગે જેયું. પોતાના સાથીદારો સાથે ચર્ચા ચલાવતાં તેની નયનો ભીંજાણી! કોઇ ન જુએ એમ છુપી રીતે આંખો સાફ કરીને તેણે પોતાના મિત્રને પૂછ્યું! "કૈલાસ મારી પાછળ પણ કોઈ આમ રડશે ખરૂં કે?" કૈલાસ હસ્યો: મશ્કરી ભર્યા એ હાસ્યે તેણે જવાબ દીધો!

"જરૂર દોસ્ત! જો તું ફાંસીના માંચડે હસતા હસતા ચઢીશ અને માફી નહિ માગે તો જરૂર દુનીયા તારી પાછળ આંસુ સારશે" એ વખતનું કૈલાસનું વચન મશ્કરી ભર્યું હતું. પરંતુ એને કયાંથી ખબર હોય કે ભાવીમાં એજ નિર્માણ થયું હશે ?

આમ લાલાજીના અવસાનના કારમા ઘા રૂઝાયા ન હતા ત્યાં તો ૧૯૨૮ ના ડીસેમ્બરની તા. ૭ મીએ પોલીસ સુપ્રી. સોન્ડર્સ પર ગોળીબાર થયા. સોન્ડર્સ પોતાની ઓફીસેથી ઘેર જતા હતા તેવામાં તેમના પર ધડાધડ કરતી ગોળીઓ છુટવા માંડી અને એ ગોળીઓએ તેમનો જીવ લીધો. આખા દેશમાં આ ખબરે ભારે સનસનાટી ફેલાઇ ગઇ. એ અઘોર કૃત્ય તરફ સહુ કોઇએ ધિક્કાર અને તીરસ્કાર દર્શાવ્યા. પોલીસ ખૂનીને શોધવા મથી રહી હતી. આખા શહેરમાં ઝડતીઓની પરંપરા શરૂ થઇ હતી. અને ધરપકડોનો રાફડો ફાટયો હતો. શકપરથી રોજને રોજ ધરપકડો થતીજ હતી પરંતુ ખરા ખૂનીનો પત્તો મેળવવામાં પોલીસને ભારે નિષ્ફળતા મળી હતી. આમ પોલીસના બધા પ્રયાસો ઉંધા વળવાથી ખૂનીને પકડવા માટે પોલીસે મોટી રકમનું ઇનામ જાહેર કર્યું. અને ખૂની પકડાશે એવી આશા લાગી. પણ એવામાં તો એક સવારે લાહોરના મુખ્ય બજારોમાં લાલ ચોપાનીયાંએ ખળભળાટ મચાવ્યો. નગર

જનો એ વાંચતાં અને અજાયબ થતાં. પોલીસને પોતાનો માર્ગ આકરો જણાવા લાગ્યો. એ લાલ ચોપાનીયામાં સોન્ડર્સના ખૂનીએ પોલીસના જાહેરનામાને ચેલેન્જ આપી અને જણાવ્યું હતું કે "મને પકડનારને પોલીસના ઈનામ ઉપરાંત હું પાંચ હજાર રૂપીયા ઇનામ આપીશ"

આમ પોલીસની ભારે દોડધામ, અને ખૂનીને પકડવાની ખૂબ કાળજી રાખતા છતાં પણ પોલીસ ખૂનીનો પત્તો ન મેળવી શકી !

## વડી ધારાસભામાં બોમ્બ

૧૯૨૯ના ૮ મી એપ્રીલનો એ દિવસ હતો. આખા હિંદભરમાં સાયમન તમાશા સામેનો વિરોધ હજી તો સમ્યો ન હતો ત્યાં વડી ધારાસભામાં "પબ્લીક સેફ્ટીબીલ" લાવવામાં આવ્યું હતું. આ બીલ પર પંડિત મોતીલાલજીના પક્ષે ભારે ચર્ચા ઉઠાવી હતી. મહારથી મોતીલાલજી અને તેમના સાથીદારો નોકરશાહીના આ બીલ સામે છેવટ સુધી લડયા: આ સમયે વડી ધારાસભાના પ્રમુખસ્થાને ના. વિઠ્ઠલભાઇ હતા. બીલ પરની ભારે ચર્ચા પછી પ્રમુખને રૂલીંગ આપવાનો આજે દિવસ હતો આખી ગેલેરી ચીકાર ભરાઇ ગઈ હતી. સહુની નજર વડી ધારાસભાના એ મંદીર તરફ ખેંચાઇ રહી હતી. ના. વીઠ્ઠલભાઈ પોતાનું રૂલીંગ

આપવા ઉભા થયા તે સમયે ઉપરની ગેલેરીમાંથી બે બોમ્બ ફેંકવામાં આવ્યા ! આખુ મકાન ધમધમી ઉઠયું. હોલમાં ધુમાડાના ગોટા ઉભરાવા લાગ્યા. અને તેની સાથે જ લાલ ચોપાનીયા પણ ફેંકાયા. આ બોમ્બના પરિણામે સરકાર પક્ષના એક સભ્યને સ્હેજ ઇજા થઇ હતી. જ્યાં કોઇ પ્રવેશી ન શકે, જે આખા મકાનની આજુબાજુ હથિયારબંધ પોલીસ પહેરો ગોઠવવામાં આવે છે તે સ્થળે આવીને બોમ્બ ફેંકનાર કોણ? સહુને મન એ આશ્ચર્ય પમાડનારો વિષય હતો ગેલેરી તરફ નજર જતાં એક પંજાબી જુવાન, હેટમાં સજ્જ થયેલો, અને બીજો ખુલ્લા માથાનો ભરાવદાર મુખ-મુદ્રાવાળો-નજરે પડયા. ઘડી એકમાં તો પોલીસ આવી પહોંચી બેમાંના એકે પોતાની રીવોલ્વર પોલીસને બતાવીને કહ્યું કે મેં આ બોમ્બ ફેંકયો છે. મને પકડો: પોલીસે બંન્નેને ગીરફતાર કર્યા. એ જુવાનોના નામ સરદાર ભગતસીંગ અને બટુકેશ્વર દત્ત હતા. તેમના પર ન્યાયની અદાલતમાં કેસ ચાલી તા. ૧૧ મી જુને બંન્નેને દેશનિકાલની સજા કરવામાં આવી. કોર્ટ સમક્ષ તેમણે કરેલું એ યાદગાર નિવેદન નીચે આપીએ છીએ.

"......માનવજાતિ પ્રત્યેનો અમારો પ્રેમ કોઈથી ઉતરતો નથી. અમારે કોઈ વ્યક્તિ સાથે વેરભાવ પણ નથી, એટલુંજ નહિ પણ અમે મનુષ્યની જીન્દગીને શબ્દોમાં ન

વર્ણવી શકાય એટલી પવિત્ર લેખીએ છીએ...ઇંગ્લાંડને તેનાં સ્વપ્નાંમાંથી જગાડવાને બોમ્બની જરૂર છે' એવી મતલબના વચનો મહુંમ એસ. આર. દાસ. જે એક વખત ગવર્નર-જનરલની કારોબારી સમિતિના કાયદા સભાસદ હતા તેણે પોતાના પુત્રને લખેલા મશહૂર પત્રમાં પ્રગટ થયા છે. એ વચનોને સ્મરણમાં રાખીને, જેમને પોતાના હૃદયને વિદારતી વ્યથાને આવિર્ભાવ આપવાનો કોઇ માર્ગ રહ્યો નથી એવાઓની વતી પોકાર નોંધાવવાને અમે વડી ધારાસભાના સભાગૃહમાં બોમ્બ ફેંકયા. બહેરાઓને સાંભળતા કરવાનો અને ગાફીલોને વખતસર ચેતવણી આપવાનો જ અમારો ઉદ્દેશ હતો. અમારી જેમ જ બીજાઓ પણ તીવ્ર વેદના અનુભવી રહ્યા છે અને હિન્દી જનસમુહના શાન્ત દેખાતા સમુદ્રમાં થોડા જ વખતમાં તોફાન ફાટી નીકળવાનું છે. જેઓ આગળ રહેલાં ગંભીર જોખમો પ્રતિ દુર્લક્ષ કરી વેગથી માર્ગ કાપ્યે જાય છે તેમને ચેતાવવાને અમે 'લાલ બત્તી' જગાવી છે. અમે તો માત્ર જાહેર કર્યું છે કે આદર્શદ્રષ્ટાના મનોરાજ્યની અહિંસાનો યુગ હવે પુરો થયો છે. એ અહિંસા તદ્દન નિરૂપયોગી છે, એવી ઉગતી પ્રજાને સંપુર્ણ ખાત્રી થઇ ચૂકી છે.

'.......બળનો જ્યારે કોઇના ઉપર હુમલો કરવા ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તે હિંસા બને છે અને

એટલા માટે તે નૈતિક દૃષ્ટિએ ગેરવ્યાજબી છે. પણ બળનો જ્યારે કોઈ સારા કાર્યને આગળ ધપાવવા ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તે નૈતિક દૃષ્ટિએ વાજબી ઠરે છે. ગમે તે સંજોગોમાં બળનો ઉપયોગજ નહિ કરવો એ ભાવના આદર્શભક્તના મનોરાજ્યની છે. દેશમાં જે નવી હિલચાલ ઉભી થઇ છે અને જેની અમે ચેતવણી આપી છે તેની સન્મુખ એ આદર્શો છે કે જે ગુરૂ ગોવિન્દસિંહ અને શિવાજી, કમાલપાશા અને રીઝાખાન, વોશીંગ્ટન અને ગેરીબાલ્ડી, લાફાયેટ અને લેનીન સમા પુરૂષોના માર્ગદર્શક હતા. પરદેશી સરકાર અને હિન્દી નેતાઓએ આ નવી હિલચાલની હયાતી અને તેની ભાવનાઓ સામે આંખો અને કાનો બંધ કર્યાનું જણાયાથી અમે એવી રીતે ચેતવણી આપવાનો અમારો ધર્મ માન્યો છે કે જે અણસાંભળી રહે જ નહિ.

'......અમે વિચારણાપુર્વક અમારા કૃત્ય માટે સજા કરવાને અમારી જાતને સોંપી દીધી છે અમે સામ્રાજ્યવાદી શીતમગરોને જણાવવા ઇચ્છીએ છીએ કે વ્યક્તિઓને કચડીને તમે ભાવનાઓ નહિ કચડી શકો. બે નાચીઝ માણસો કચડાવાથી પ્રજા નહિ કચડાઇ શકે. અમે કહેવા માંગીએ છીએ કે દમનનીતિ અને બેસ્ટાઇલના કિલ્લાઓ ફ્રાન્સની ક્રાન્તિકારી હિલચાલને કચડી શકયા નથી; ફાંસીના

માચડાઓ અને સાઇબીરીઆની ખીણો રશીયન ક્રાન્તિને અટકાવી શકયા નથી; 'ખૂની રવિવારો' અને બ્લેક એન્ડ ટાન્સ આયરીશ સ્વાધીનતાની હિલચાલને ગુંગળાવી શકયાં નથી; ત્યારે શું ઓર્ડીનન્સો અને પબ્લીક સેફટી બીલો હિન્દુસ્તાનમાં પ્રગટેલી સ્વાધીનતાની જવાળાઓ એલવી શકશે? કાવતરાંના ભલે ગમે તેટલા મુકર્દમાઓ ચલવવામાં આવે, એ મહાન આદર્શને ભજતા તમામ જુવાનોને ભલે જેલવાસ આપવામાં આવે, પણ એ કોઇ ક્રિયાથી ક્રાંતિની કૂચની રૂકાવટ નહિ જ થઈ શકે.

'.......ક્રાન્તિ એટલે ઉઘાડા ગેરઇન્સાફ ઉપર રચાયેલી અત્યારની સમાજરચનાનું પરિવર્તન; ક્રાન્તિનો અમારો એ અર્થ છે....ક્રાન્તિદ્વારા અમે એવા પ્રકારની આખરી સમાજ-રચના રચવા માંગીએ છીએ કે જેના પરિણામે જગતની પ્રજાઓનો સંઘ સ્થપાશે અને માનવજાતિ–મુડીવાદની ગુલામી, દુઃખદારિદ્ર અને યુદ્ધના ભયમાંથી મુક્ત થશે. એ ક્રાંતિ એ માનવજાતિનો અવિછેદ્ય અધિકાર છે. સ્વાધીનતા એ સર્વ કોઇનો અમર અધિકાર છે. કામદાર એજ સમાજનો સાચો સ્થંભ છે. જનસામાન્ય જ કુલ સત્તા ભોગવે એ ક્રાન્તિનું આખરી ધ્યેય છે. આ આદર્શોને માટે અને આ શ્રદ્ધાને કાજે અમને જે કાંઈ સજા ફટકારવામાં આવે તેને વધાવી લેવા અમે તૈયાર છીએ ક્રાન્તિની આ યજ્ઞવેદીમાં અમારા

યૌવનને ધૂપ તરીકે સમર્પીએ છીએ. આવા ભવ્ય આદર્શની સિદ્ધિ માટે કોઇ બલિદાન મહાન છે જ નહિ. ક્રાન્તિ અમર રહો ! ઇન્કિલાબ ઝીન્દાબાદ !'

આમ જન્મ દેશનિકાલની સજા પામ્યા પછી એ બંન્નેને જુદી જુદી જેલોમાં ખસેડવામાં આવ્યા. સરદાર ભગતસીંગને લાહોરની જેલમાં ખસેડવામાં આવ્યો. જેલની અંધારી દિવાલો પાછળ જન્મ પર્યંત માતૃભૂમિથી દેશવટો લેવાનો હોવા છતાં પણ પોતાનું ગૌરવ તે ભૂલ્યો ન હતો, જેલ સત્તાવાળાઓ તેમની તરફ તિરસ્કાર બતાવતા, આવા અપમાનિત જીવન સામે સરદાર ભગતસીંગે વાંધો ઉઠાવ્યો: એવામાં જેલમાં અપાતા ખરાબ ખોરાક સામે વિરોધ બતાવવા માટે, દરેક કેદીના સુખ માટે, જતીનદાસે અપવાસ આદરવા માંડયા, આ અપવાસની કશી પણ અસર નોકરશાહી પર ન થઇ. આખા દેશમાં ભારે ચિંતા ફેલાઇ ગઈ. અપવાસમાં સરદાર ભગતસીંગ પણ તેની સાથે જોડાયો. ચોમેરથી ખરાબ ખોરાક માટે જતીનદાસે કરેલી માંગણી તપાસવા માટે કમીટી નીમવાની માંગણી કરવામાં આવી. પણ એ માંગણીને ઠોકરે મારવામાં આવી. પરિણામે જતીનદાસ જેલની દિવાલો પાછળ અવસાન પામ્યો. આ દરમ્યાન પણ ભગતસીંગ તો અપવાસ પર જ હતો. જતીનના મૃત્યુએ નોકરશાહીમાં ગભરાટ ફેલાયો અને નોકરશાહીએ તપાસ માટે કમીટી નીમવાનું કબુલ કર્યું આથી તા. ૧૭ મી સપ્ટેંબરે ભગતસીંગે ઉપવાસ છોડી દીધા.

(૪)

## ફાંસીની સજા

હજી પણ પોલીસ સોન્ડર્સના ખુન માટે ભારે પ્રયત્ન કરી રહી હતી. શક પરથી પકડાયેલાઓને ધીમે ધીમે પૂરાવાના અભાવે છોડી મૂકવામાં આવ્યા. તેવામાં પોલીસને ભગતસીંગ પર શક ગયો. એના સંબંધમાં પોલીસે પુરાવો ભેગો કરવા માંડયો. અને એના પરિણામે કેટલાક તાજના સાક્ષીઓના આધારે શ્રીરામ રાજગુરૂ અને સુખદેવને ગીરફતાર કરવામાં આવ્યા. લાહોરની કોર્ટમાં એ ચર્ચાભર્યો મુકદમો થઇ પડયો. એ કેસ વખતે 'ઇન્કીલાબ ઝીન્દાબાદ' અને 'બળવો ઘણું જીવો' ના પોકારોએ કોર્ટના મકાનો ગાજવા લાગ્યા: કેસની મુદતો લંબાતી જતી હતી. આરોપીઓની સંખ્યા પણ લગભગ સોળ જણાની હતી. કેસની મુદતે તેમને હાજર કરવામાં આવતાં, પરન્તુ મુદત પર મુદતો પડતી ગઇ. છેવટે ભગતસીંગ અને તેના બીજા સાથીદારોએ કોર્ટમાં આવવા ના પાડી. અને કેસ ત્યાંથીજ

અટકયો. આરોપીઓની ગેરહાજરીમાં કેસ ચાલી ન શકે એવો કાયદો આડો આવતો હતો.

કેસ પુરો થવામાં આવેલા વિઘ્નોને દૂર હડાવવા અને ઝટ કેસ પુરો કરવા માટે ના. વાઇસિરોયે ખાસ ત્રીબ્યુનલ નીમી. એ ત્રીબ્યુનલને સત્તા આપવામાં આવી કે આરોપીઓ હાજર ન હોય તો પણ ફરિઆદ પક્ષના પુરાવા લેવા અને ત્રીબ્યુનલે એ રીતે આરોપીઓની ગેરહાજરીમાં પોતાનું કામ ચાલુ રાખ્યું. ફરિઆદ પક્ષના પુરાવાના આધારે છેવટે ત્રીબ્યુનલે તા. ૭ મી ઓકટોબર ૧૯૩૦ના રોજ ભગતસીંગ રાજગુરૂ અને સુખદેવને ફાંસીની સજા ફરમાવી. આ સજા ફરમાવવામાં આવી તે વખતે સરદાર ભગતસીંગ અને તેના સાથીઓ કોર્ટમાં હાજર થયા ન હતા. લાહોર સેંટ્રલ જેલની અંધારી દિવાલો પાછળ ભાવિના કશા પણ વિચાર વિના પોતાનો સમય વ્યતિત કરી રહયા હતા. જે દિવસે ચૂકાદો આવ્યો તે દિવસે તેને માત્ર એટલી જ ખબર હતી કે આજે ચૂકાદો આવવાનો છેઃ પણ તે પહેલાં તેને તો ખાત્રી જ હતી કે મ્હારે ફાંસીના માંચડેજ ચડવાનું છેઃ એક કેદીએ તેને પુછેલું કે—"આપની સામેના મુકદમાનો ચૂકાદો શું આવશે? તમે શું કલ્પો છો?"

અને આ પ્રશ્નનો જવાબ તેણે જરાપણ ગંભીર થયા

વિના, ડર્યા વિના પોતાની હંમેશાની પદ્ધતિએ [illegible] "કેમ ? મને તો ખાત્રી છે કે ફાંસીની સજા મળશે." "મને મૃત્યુનો ભયજ નથી" એજ નિશ્ચલ ભાવે ભગતસીંગે વાકય પુરૂં કર્યું: એ પ્રશ્ન પુછનારનું મસ્તક તેના ચરણોમાં નમી પડયું.

ફાંસીની સજા થયા પછી સરદાર ભગતસીંગના પિતાએ ટ્રીબ્યુનલના ચૂકાદા સામે અપીલ કરવાની તેની પાસે માંગણી કરી. પરંતુ ભગતસીંગ–કે જેને પોતાના કાર્યના પરિણામની સંપુર્ણ ખાત્રી હતી તે કદીપણ પરવાનગી આપે ? તેણે સાફ ના પાડી. પરંતુ પિતૃહૃદય પોતાના પુત્રને ફાંસીના માંચડેથી બચાવવા તલસી રહયું, સરદાર કિશનસીંગે પ્રીવીકાઉન્સીલમાં અપીલ કરી, જેલમાં પડયા પડયા, મોતના દિવસો ગણુતા ભગતસીંગને તેની ખબર પડતાં તેણે પિતાને પત્ર પાઠવ્યો અને તેમાં જણાવ્યું કે " તમે તો મને પીઠ પાછળ ઘા કર્યો છે " પરન્તુ પુત્ર વાત્સલ્ય સરદાર કિશનસીંગને એ શબ્દોની શી અસર થાય ? આ વખતે કિશનસીંગ પર પણ કેસ ચાલી રહયા હતા. એ છતાં પણ પુત્રના બચાવ માટે, એક માણસ જેટલા પ્રયત્નો કરી શકે, તેટલા પ્રયત્નો તેણે કરવા માંડયા. પ્રીવીકાઉન્સીલે અપીલ દાખલ કરવાની ના પાડી અને સર્વત્ર નિરાશાના ઘનઘોર વાદળા છવાઇ રહયા. ત્યારપછી લાહોરના વકીલોએ

અને પંજાબની પ્રજાએ ભગતસીંગને છોડાવવા અનેક પ્રયત્નો કર્યા: ઉપગ ઉપરી અપીલો કરવામાં આવી. પીનલ કોડ અને હેબીયસકોરપસ એકટની કલમો પર અરજીઓ કરવામાં આવી પણ તે બધી રદ કરી દેવામાં આવી.

## દયાની ભીખ કોણ માગે?

બધી અરજો કોર્ટે રદ કરવા માંડી, પરન્તુ ભગતસીંગની ફાંસી એતો જનતાનો પ્રશ્ન થઇ પડયો! હિંદના દરેકે દરેક શહેર અને નાનામાં નાના ગામડામાંથી એ ફાંસી સામે પ્રચંડ વિરોધની જવાળાઓ ભભુકી ઉઠી. ના. વાઇસરોયને લાખોની સહીઓવાળી દયા માટે અરજીઓ કરવામાં આવી. પરન્તુ એ બધી અરજીઓના જવાબમાં સરકારે જણાવ્યું કે તા. ૩ જી માર્ચ સુધીમાં જો આરોપીઓ દયાની અરજી કરશે તો તે સંબંધી વિચાર ચલાવવામાં આવશે. સરકારની આ માંગણીના જવાબમાં સરદાર ભગતસીંગ અને તેના સાથીદારોએ સરકારને પડકાર કરતો એક પત્ર પાઠવ્યો. એ પત્રમાં તેમણે લખ્યું હતું કે "સરકારે અમને દયા માટે અરજી કરવાનું જણાવ્યું છે, પરન્તુ અમે ચોર-ડાકુ કે મવાલીઓ નથી. પરન્તુ આઝાદીના યુદ્ધના કેદીઓ છીએ અમારી રગે રગમાં સ્વાતંત્ર્યની આઝાદીની તમન્ના જાગી ઉઠી હતી અને તેથી અમે અમારા માર્ગે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા યાહોમ ઝુકાવ્યું હતું. અમે ભલે અહિંસક કેદીઓ

ન હોઇએ, છતાં અમે રાજદ્વારી કેદીઓ તો છીએજ. જો સરકારમાં ન્યાયનો જરા પણ છાંટો હોય તો તેણે અમારી સાથે રાજદ્વારી કેદીઓ જેવું વર્તન રાખવું ઘટે છે. અમે ચોર–ડાકુઓ નથી, તેથી સરકાર પાસેની દયાની–ક્ષમાની–ક્ષુલ્લક ભીખ માંગતા નથી"

"અમે દયાની અરજી કરી કાળા પાણીએ જવા માંગતા નથી, અમને ફાંસીના લાકડે પણ ચડવું પસંદ નથી. સરકારે તો અમને ગોળીથી વિંધી નાંખવા જોઈએ અને સરકારને તેના કરતાં પણ વધારે ભયંકર, વધારે કરપીણ, કે વધારે ક્રુર સજા જડતી હોય તો તે સજાનો અમલ અમારા પર ભલે કરેઃ"

"જગતના ઇતીહાસમાં સ્વરાજ્યનો પ્રાથમીક હક્ક માંગતા રાજદ્વારી કેદિઓને ફાંસીના માંચડે લટકાવ્યાના દાખલા શોધ્યા જડતા નથી. અમને કાળા પાણી કે ફાંસીના માંચડે લટકાવવાને બદલે સરકારે લશ્કરી સોલ્જરોને જેલમાં મોકલી અમારા પર ગોળી ચલાવવી જોઇએ. અને તે સમયે અમે એ ગોળીઓ ફુલની માફક ખુલ્લી છાતીએ ઝીલી મૃત્યુને આલીંગન કરીશું. ફાંસી જેવી નિર્માલ્ય સજા કરવાનો કાંઇજ અર્થ નથીઃ સરકાર અમારી આ અંતીમ ઇચ્છા સ્વીકારશે ?"

આ સમય દરમ્યાન મહાત્માજી દિલ્હી ખાતે ના. વાઇસિરોય સાથે મસલત ચલાવતા હતા. હિંદભરમાં શાંતિ ફેલાવવાના બંન્ને પક્ષના મનોરથ હતા. પ્રજાને તેથી એમ લાગતું કે સરકાર હમણા ફાંસી દેવાનું મુલત્વી રાખશે. પણ એ આશા નિષ્ફળ નિવડી; એક દિવસે જેલ સત્તાવાળાઓ તરફથી ભગતસીંગના પિતા અને બીજાઓને ખબર આપવામાં આવી કે ના. વાઇસરોયે દયાની અરજીઓ રદ કરી છે. અને મુલાકાત માટે તા. ૧૩ મી માર્ચ નક્કી કરવામાં આવી છે. તે દિવસે તમામ અંગત સગાઓ સાથે આવી મુલાકાત લઇ જવી. આ સમાચારે પ્રજામાં ભારે સનસનાટી ફેલાઇ ગઇ. કરાંચી મહાસભાની બેઠક ભરવાની એ વખતે તડામાર તૈયારીઓ ચાલતી હતી. નોકરશાહી આજ વખતે આ પગલું ભરશે એમ કોઇને પણ ખ્યાલ ન હતો: પરન્તુ રાજરમતના સોગટાં કેમ ખેલાય છે એ પ્રજા ક્યાંથી જાણે ?

તા. ૨૩ મી એ સરદાર કિશનસીંગ તેમના પિતા માતા, ભગતસીંગની નાની બેનો અને ભાઇઓ લાહોર જેલના દરવાજે પોતાના પ્યારા પુત્રના અંતિમ દર્શન કરવા જમા થયા: જેણે અનેક લાડથી ઉછેર્યો હતો એ પુત્રના મુખ દર્શન આજે છેલ્લાજ હતા. એમના એ હૃદયને શું શું નહિ થયું હોય ? એવો કયો પિતા હશે કે આ કારમા પ્રસંગથી તેનું હૃદય ન ભેદાય ?

જેલનો દરવાજો ઉઘડયો અને માત્ર માતા પિતા સિવાય બીજાને દાખલ કરવાની જેલ સુપ્રી. એ નાપાડી; સુપ્રી. ના આ હુકમ સામે સરદાર કિશનસીંગે વાંધો ઉઠાવ્યો અને જ્યાં સુધી બધાને પણ મુલાકાત લેવા દેવામાં ન આવે ત્યાંસુધી પોતે પણ મુલાકાત નહિ લેવાનો નિશ્ચય કરીને સખ્ત તાપમાં બેસી રહ્યા; ત્રણ ત્રણ કલાક સુધી સૂર્યના પ્રખર તાપમાં મુલાકાતની રાહ જોતા ભગતસીંગના સ્નેહીજનો બેસી રહ્યા; પણ તેગની માંગણીને જરાય દાદ આપવામાં ન આવી અને ત્રણ કલાક પછી અંતિમ દર્શન કર્યા વિના તેઓ પાછા ફર્યા; અને સ્થાનીક સરકારને તારથી ખબર આપવામાં આવી. આ વખતે લાહોરની હાઈકોર્ટમાં કરવામાં આવેલી અરજીઓ પણ રદ કરવામાં આવી; સહુને ખાત્રી થઇ હતીકે હવે ભગતસીંગ અને તેના સાથીઓ માત્ર બે ત્રણ દિવસનાજ મહેમાન છે. પણ રાત્રીના સાત વાગ્યા હતા, જગતમાં સ્હેજ શાંતિ પથરાતી હતી, તે વખતે એ ત્રણેને જેલની અંધારી દિવાલો પાછળ ફાંસી દેવામાં આવી અને માત્ર અડધા કલાકમાં તો પ્રજાને તેની જાણ પણ થઇ ગઇ. આખી જનતા શોકાતુર બની ગઇ. સરકારના આ પગલાં સામે રોષના આવરણ છવાઈ ગયા. ભગતસીંગ, રાજગુરૂ સુખદેવ શહિદ થયા.

## દોરડાને આલીંગન

અને ફાંસી દીધા પછીની ચોંકાવનારી વિગતોથી વર્તમાનપત્રો ખળભળી ઉઠયા હતા: લગભગ પાંચ દિવસે શહિદ ભગતસીંગ અને તેના સાથીદારોને લાહોરની સેંટ્રલ જેલમાં દેવાયલી ફાંસીને લગતી વિગતો બહાર આવી: એ વિગતોએ પ્રજાના રોષમાં વધારો કર્યો: પોતાને કલાક પછી જ પ્રાણ છોડવો પડશે એની તો ખુદ ભગતસીંગને પણ ખબર નહતી: ત્રણ વાગ્યા પછી જેલ સત્તાવાળાઓ વચ્ચે મસલતો ચાલવા લાગી. તમામ કેદીઓને પાછા બેરેકમાં પૂરવામાં આવ્યા: સહુ વિસ્મય થયા: અને સામાન્ય રીતે જેલ તપાસવા ઇન્સપેકટર આવે છે એવી માન્યતા ફેલાઇ ગઈ: કોને ખબર હોય કે આજેજ ભગતસીંગ અને તેના સાથીદારોને ફાંસી આપવામાં આવશે; એવામાં ખાસ ટ્રીબ્યુનલ માટે જ જે દરવાજો ઉઘડે છે તે ઉઘડયો; અને મેજીસ્ટ્રેટ, જનરલ ઇન્સપેકટર અને બીજા અમલદારો ભગતસીંગની કોટડીમાં આવી પહોંચ્યા: મેજીસ્ટ્રેટને જોઇને ભગતસીંગે તેમને અભિનંદન આપ્યા, અને જણાવ્યું–" મેજીસ્ટ્રેટ તમે નસીબદાર છો, સ્વતંત્રતાની લડતના સૈનિકો ફાંસીના માંચડે કેમ ભેટે છે તે અમે તમને આજે બતાવીશું."

મેજીસ્ટ્રેટ સ્તબ્ધ બની ગયા: અને તરતજ એ ત્રણેને ફાંસી દેવા માટે લઇ જવામાં આવ્યા: એટલામાં તો જેલના ખુણે ખુણે આ ખબર વિજળી વેગે પ્રસરી ગઇ: ખુણે ખુણેથી "ઇન્કીલાબ ઝીન્દાબાદ" અને 'ક્રાન્તી અમર રહો'

ના સૂર ગાજી ઉઠયા ! કેદીઓની ભીષણ ગર્જના વચ્ચે ફાંસીએ ચડનારાઓને ફાંસીના માંચડા સમક્ષ લાવીને ઉભા રાખવામાં આવ્યા. ાંચડા નજદીક આવતાજ તેમનામાં અત્યંત ઉત્સાહ પ્રસરી રહયો. એ માંચડે લટકવા તેઓ કૂદી પડવા તત્પર થયાઃ થોડીક ક્ષણોમાં ત્રણને પાટે ચડાવવામાં આવ્યા : ભગતસીંગને વચમાં તેની ડાબી અને જમણી બાજુ રાજગુરૂ અને સુખદેવને ઉભા રાખ ામાં આવ્યા : ત્યારબાદ ત્રણેના ગળા પર દોરડા નાંખવામાં આવ્યા : ઘડીક વારમાં જ એ દોરડાં પોતાનો પ્રાણ લેવાના છે એની એ શહિદોને ખબર હતી, છતાં હસ્તે વદને ફાંસીએ ચડનારા એ શહિદોએ પોતાના ગળામાં નંખાયેલા એ દોરડાને ચૂંબન કર્યું : જાણે કોઇ પ્રીયતમ પોતાની પ્રિયતમાને સ્નેહ ભર્યા આલીંગન દેતો હોય એવો એ દેખાવ હતો. ત્રણે જણાએ મીઠી ગુફ્તેગો કરી, અરસપરસ બંધુભાવે ભેટયા. ભગતસીંગના સાથીદાર સુખદેવે જણાવ્યું કે " આ એક મોનીટ કરતાં યે ઓછાં વિયોગ પછી આપણે સહુ એકી સાથે આપણા પક્ષની મધ્યસ્થ સમિતિની સભા ભરવા માટે જઇશું અને ત્યાં ચંદ્રશેખર આઝાદ, ભગવતીચરણ અને જતીનદાસ હાજર રહેશે. "

ભગતસીંગનો પ્રાણ પંખેરૂ એક સેકંડ કરતાં યે ઓછા સમયમા એ નશ્વર દેહ પિંજરને ત્યાગીને ચાલ્યો ગયો, જગતની યાત્રા તેણે પૂરી કરીઃ પોતાના આદર્શને ખતર તેણે પ્રાણ પાથર્યા. ભારતભરના ખુણેખુણેથી એ શહિદોને અંજલી આપવામાં આવી :

## મુઠ્ઠીભર માટી

જગતને છેલ્લા પ્રણામ કરતાં પહેલાં શહિદ ભગતસીંગે પોતાના નાના બંધુ પર એક પત્ર મોકલ્યો હતો. એ પત્ર ભગતસીંગની વિદાય પછી જાહેર થયો છે. સ્નેહીજનોની મમતા છતાં પણ આદર્શની તમન્ના પત્રની લીંટીએ લીંટીએ પ્રત્યક્ષ થાય છે :

**"પ્યારા કુલ્તાર !**

તારી આંખોમાં આંસુ જોઇ મને ભારે દુઃખ થયું હતું; આજે તારા શબ્દો લાગણીથી છલોછલ ભરેલા હતા ને તે હું સહન કરી શકયો નહિં; પ્યારા ભાઇ તું એકાગ્ર ચીતથી અભ્યાસ ચાલુ રાખજે, ને તબીયતની સંભાળ રાખજે : રખે હૃદય ખોઇ બેસતો.

હું તને વધારે શું કહું ? એક નાનુ ગીત છે તે સાંભળ

કીસ્મતની સામે ફરિયાદ ન કરો,<br>
આખી દુનીયા ભલે સામે ઉભી રહો;<br>
નસીબ સાથે યુદ્ધ, ચાલો આદરો !

મિત્રો ! મારા તો કલાકો ગણાય છે : (સ્વરાજ્યની) ઉષા ઉઘડતા જેમ સવારનો દીવો ઝાંખો પડીને ઓલવાઇ જાય તેવો હું છું. અમારો આદર્શ અને શક્તિ દુનિયા ભરમાં ચમકાર ફેલાવશે; તો પછી આ મુઠ્ઠીભર માટી રોળાઇ જાય તો યે શું ?

ત્યારે છેલ્લી વિદાય ! વ્હાલા દેશભાઇઓ તમો આબાદ બનો. અમે તો લાંબે પંથે સફર કરવા માટે જઇએ છીએ :

ભાઇ, હિમ્મત રાખજે, નમસ્તે !

પરમપ્રિય ત્હારો<br>
(સહી) **ભગતસીંગ.**

## શહિદનો તાજ.

ભગતસીંગની ફાંસીના સમાચારે આખા દેશમાં ભારે સનસનાટી ફેલાવી દીધી; દરેકે દરેક જણે સરકારના આ પગલાંને તીરસ્કારી કહાડયું: ઠેર ઠેરથી શહિદ ભગતસિંગને અંજલી અપાવા માંડી, દિલ્હીથી કરાંચી તરફ વિદાય થતાં સાબરમતીના સંતને આ સમાચાર મળ્યા, કદીપણ નથી જણાઇ એવી આ સમાચારે તેમની મુખાકૃતિ જણાઇ. ક્ષણ ભરમાં તો તેમણે પુનઃ સ્વાસ્થ્ય મેળવી લીધું. એ શહિદોને તેમણે અંજલી આપતાં જણાવ્યું કે—

"સાહસ અને શૌર્યની કથાઓ જેટલી ભગતસીંગના જીવન સાથે સંકળાયેલી છે તેટલી અન્ય કોઇના જીવન સાથે હશે કે કેમ તેની મને તો ખબર નથી. જો કે શ્રી ભગતસીંગને મેં એક વિદ્યાર્થી તરીકે લાહોરમાં અનેક વખત જોયા હશે પણ તેમને હું કદાચ દીઠે બરાબર ન ઓળખું. છેલ્લા માસમાં ભગતસીંગનો સ્વદેશ પ્રેમ,

તેની દેશભક્તિ, અને તેની હિંમત વિષે ખુબ સાંભળવાનું સદભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. મ્હેં જે સાંભળ્યું છે તેમાંથી મ્હને ખાત્રી થઇ છે કે તેની હિંમત અજોડ હતી. પણ તેના અનેક સદગુણોમાં એક વસ્તુ વીસરી જવી ન જોઇએ કે તેના શૌર્યનો અવળો ઉપયોગ થયો છે. આજે ભગતસીંગ અને તેના સાથીઓ શહિદ બન્યા છે. તેમને મળેલી ફાંસીથી અનેકને આઘાત લાગશે. આ જુવાન દેશ-ભકતના સ્મરણને હું અંજલી આપતા દેશના જુવાનીઆ-ઓને તેમના દાખલાનું અનુકરણ કરવાની સામે ચેતવણી આપું છું. આપણે તેમની હિંમત, ખંત અને આત્મભોગ આપ-વાની શક્તિનું અનુકરણ કરીએ. પણ તેઓએ જે માર્ગે આ શક્તિનો ઉપયોગ કર્યો તે માર્ગે આપણે વાપરીયે નહી. આ દેશનો ઉદ્ધાર ખુનના માર્ગે નજ થવો જોઇએ."

અને તે સાથેજ પંડિત જવાહરલાલ, સરદાર વલ્લભ-ભાઈ અને બીજા આગેવાનોએ શહિદોને અંજલીઓ અર્પવા માંડી. આખો દેશ એ અંજલીમાં સામેલ થયો!

આમ માત્ર ૨૩ વર્ષની યુવાની નીતરતી વયે ભગતસીંગ શહિદ થયો.

---